॥ ॐ तत्सत् परमात्मने नमः ॥



પંચોતરીયા—

# દુકાળનો રાસડો.

ભાઈ હો ભાઈબંધ હો, યા હો મિત્ર સુજાન;
આ ચોપડી પરમાર્થની, મફત ન લેશો દાન.


રચનાર,

તાપીશંકર નારણજી દવે. મુ. બાવળા.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

મણીલાલ નારણજી દવે. મુ. બાવળા.

શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસમાં શા. ચુનીલાલ
અમથાભાઈએ છાપ્યો—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૮. પ્રત ૧૦૦૦.

કિંમત ફક્ત દોઢ આનો.

અથ શ્રી

# દુકાળમાં પીડાતા પ્રાણીનો

# રાસડો.



## સરસ્વતિમાતાની સ્તુતિ.

### રાગ—નમન કરૂંછું.

સરસ્વતિ હે ભગવતિ, પ્રણમું તુને વારવાર;
જીભ્યાહે તું વસવા મોરી, માત છો સહાયકાર. સરસ્વ.
તું આધાર કવી રહેનાર, સ્મરણથી તું બેડો કરે પારમાં. સરસ્વ.
આશથી નરમાશથી, કરૂં રંક ગ્રંથનો પોકાર. સરસ્વ.

# શંકરની સ્તુતિ.

### રાગ—કલ્યાણ.

શંકર જયકર સુખકર દીનેશ્વર વાર વાર છે પ્રણામ. ટેક.
રીદ્ધિ સીદ્ધિ સુદ્ધિ બુદ્ધિ કીર્ત્તિ પ્રભુ તું દેનાર,
સૃષ્ટિમાં પ્રભુ તું વ્યાપનારિ જગ્ત માયા તુ રચનાર. વારવાર૦

દીન જનના દયાળુ દાતા વીઘ્નો વીદારી દો સુખસાતા,
પામરપ્રાણી ગુણુ તુજ ગાતા માત તાત છો આપજ ભ્રાતા. વાર૦

રંકને રાય તું કરનાર રાયને તુ કરે છે ખુવાર,
શેઠ કરે વેઠ દુત અપાર એવા અદ્ભુત તારા વિચાર. વાર૦

જગ્તમા મેઘ વીન દુકાળ અન્ન વીન રંક મરશે ઠાર.
તાપીશંકર કરે પોકાર તું આધાર હે કીરતાર.

---

## ગાયન ૩ જું.

### હે ભાઇ! હવે તો હદ્દ થઈ છે, માટે જાગીને જુઓ તો ખરા.

### રાગ—વારે ધા વીઠલા વેગ્લો.

અરે હાય જાગો વ્હેપારી, અનાજની થઈ મોઘવારીરે;
ગાઇએ દાદ રંક પોકારીરે. એ ટેક.

કામ ચાલ્યા વીના દામ અમારી પાસે ન મળે પાઈ,
અન્ન વીના અમો રંકની પીડા કોણ્ મટાડે ભાઈ,
અરરર આ દુઃખ ભારી, કુડો કાળ નાંખશે મારીરે. ગાઇએ૦

શહેરમા હશે લ્હેર ભલે પણ, ગામડાના છે ભોગ;
માહુંડા હતા તે મરી ગયા થયો નમાલા સાથે સંજોગ,
નમાલાએ નખોદવાળી, ઝંખે કોઈ વીર વ્હેપારીરે. ગાઇએ૦

પ્રભુની આપેલી લક્ષ્મીજીને બેઠા શું તીજોરી દઈ,
આખર સાલે ફાટેલ કપડું આપશે સગો ભાઈ,
સગી થશે કાષ્ટની ભારી, સતી થઈ એ બળનારીરે ગાઇએ૦

વીપત વખતની ભીડ રંકની રીડ સુણે કોઈ,
અન્ન વીના અમો રંકને રડતાં આંસુ નાખે કોણ લોઈ,
ખરે વીર એ જણનારી, મહીના પુતની બલીહારીરે. ગાઇએ૦

ઝીણી દ્રષ્ટિથી ધ્યાન કરો તો આર્ય તણા અમો ભાઇ,
સુખને દુઃખની વાદળી વારા ફરતી એમાં શું નવાઈ.
રાયને રંકની વારી, પ્રભુની લીલા ન્યારીરે. ગાઇએ૦

જ્યારે ઉપરથી મેઘ ન આવ્યો ત્યારે બુરા અમ હાલ,
કટી કશી અમે ખેતી કરી ત્યારે તમો થયા ઘણા ન્યાલ,
હવે ઝાલો બાંય અમારી, અન્ન આપી લ્યો ઉગારીરે. ગાઇએ૦

જારને બાજરી રંકનું ખાણું તે તો મોઘુ હડુડાટ,
દાળ ચોખાની વાત ન કરવી તો ઘઉંમાં ઘલાય કેમ હાથ,
સ્વપ્ને ઘી ગોળ ન ભાળી, ઘણી માંથે દુઃખની ડાળીરે. ગાઇએ૦

નાનાં અમારાં બાળકડાંને ખાવા ન મળે અન્ન,
આંતરડી ટળવળે બીચારાંની જોયું ન જાયે રૂદન,
પ્રભુ હવે હદની બારી, વેગે ધાઓ વીઠ્ઠલ ધારીરે. ગાઇએ૦

કાલાં કપાસની મોસમ વખતે લડાવતા બાળ લાડ,
કર્મે ફુટેલા કાળ ધોળારે અન્નની પડાવી રાડ,
અરેરેરે અર્જ સ્વીકારી, જાગો કોઈ અન્નભંડારીરે, ગાઇએ૦

સમજુ મનુષ્ય સમજી લઈ ખેંચી લઇએ અપવાસ,
નાનકડાં બાળ બચ્ચાં બીચારાં ખાવા સારૂ નાખે ત્રાસ;
પાપી પેટે ગજબ વાળી, અમે રંક છીએ લાચારીરે. ગાઇએ૦

પૈસાવાળાને ન્યુનતા નહિ તે બીજાના શા છે ઉચાટ,
માનો માનો શીખ શેઠજી નહિતો ઉપર વસમી વાટ,
કહે તાપીશંકર ભીખારી, માટે ભાતુ બાંધો સંભારીરે. ગાઇએ૦

---

## ગાયન ૪ થું.

### મારા બેટાએ પંચોતેરીએ તો જે કરી છે તે માથે.

### રાગ—બેડો બાઈ બુડતાં તારો.

પંચોતેરીએ પેશ પોકાડયારે, ગરીબોના બાર વગાડયારે
થર થર કંપે કાયા ગરીબની અન્ન વીના કુટે પેટ,

કાળ ગયા દુકાળ વીતી ગયા પંચોતરીયાના હેડ,
અરેરેરે ઠેઠથી પાડયા રે. ગરીબો०

આજ આવે જુડો કાલે આવે આશામાં સુકાયાં બાળ,
કુવામાંથી કોશ કાઢે ત્યારે આંટે આંટે ભાંડે ગાળ,
અરે માથે ઝાડ ઉગાડયાં રે ગરીબો०

દુનીયાં બધી ડોલવા લાગી રંક પાડે પોકાર,
મહુવાની બળી મોંકાણ મંડાણી પશુ તાવે કરી દીધા ઠાર,
સ્વર્ગમાં કૈંક નસાડયા રે. ગરીબો०

પ્લેગનો વારો ઉતર્યો ત્યારે તાવે કર્યો વીચાર,
બાકીના જે રહી ગયા તેને પ્હોંચાડું યમદ્વાર,
વાંઝીયાના વીર ખસેડયા રે. ગરીબો०

પગલા નીચે મોત ભમે છે રાખતા નથી બીક,
આબરૂ જાયે મોંઘવારીની અન્નની આવે છે હીક,
જુડે કાળે ખુબ રંજાડયા રે. ગરીબો०

એક ઘડી જાય રંકને માથે જાણે ગયા બાર માસ,
તાપીશંકર કહે વીર કોઈ જાગે તેને ઘણી સાહબાસ,
અપવાશી બાળ ઉઠાડયા રે. ગરીબો०

---

## ગાયન ૫ મું.

### તમે એમ ન જાણશો કે અમે ઢીંચણ સમાન પાણીમાં છીએ.

રાગ—સોરઠ.

દ રીયામાં અધવચ કોણ બચાવે પ્રભુ ગરીબનીવાજ,
વે ગે આવો વીઠ્ઠલ ધારી અન્નપુર્ણાએ કરી સાઠમારી,
તા રો કે ડુબાડો અમને ત્હારે હાથે પ્રભુ લાજ. દરીયા૦

પી ડા રોગ છે ભુખની અમને શર્મ આવે છે હે પ્રભુ તમને
સં ભારીએ તુને હરદમ પ્રભુજી ઘણી ઘણી ખંમ્માજ,
ક લંક લાગશે ભક્તિ માંથે ભજશે કોણ તુને સીર સાટે,
ર ક્ષા રંકની પ્રભુ તમે કરજો બુરી વખતે શીરતાજ. દરીયા૦

( સાખી )

ના મ નીશદીન પ્રભુ તણું, ગાઈએ ઉઠી પ્રભાત,
ર હીએ મસ્તક નામીને, ધન્ય એ ધરણી માત.

ણુ સમજુ બાળક પ્રભુ ત્હારા ભીડ પડે ભક્તિ કરનારા;
જી વાડો કે મારો હરીવર રંકને આપો અનાજ. દરીયા૦

## ગાયન ૬ ઠું.



( અરે તારાં છાજીયાં લઉં રે મેઉલા. )

રાગ—એક સરસ વાત સમજાવું રે.

હડહડતો માથે ગાજ્યોરે, કાળ કુડો ભુંડો,ધ્
ક્યાં મેઉલો જઈ બીરાજ્યોરે. કાળ કુડો૦
આ ઉલટસુલટનું ટાંણું, મા જમી જાય પુત્રનું ભાણું,
ખુટયું નીર્ધનનું અન્ન ખાણુંરે. કાળ કુડો૦
રંક અન્ન વીન કળકળતા, મોં રાતાં હ્રદયમાં ભડકા,
અગ્નિ વીન નીર્ધન બળતારે. કાળ કુડો૦
કોઈ વીર પૃથ્વી પર થાવો, રત્ન કુખ માત દીપાવો;
અન્ન વીન મરતાંને બચાવોરે. કાળ કુડો૦
જવા બેઠી ઇજત ભાઈ, કરે કોણ યાહોમ નવાઈ;
તાપીશંકરે અર્જ આ ગાઇએરે. કાળ કુડો૦



## ગાયન ૭ મું.

એ જુવાનો આ ફીટન પ્હોરામાં શું હાવ હાવ હાવ કરી રહ્યા છો.

રાગ—અરે રે આવ્યો કુડો કાળ.

અરે આ ફીટન પોરો જાય ચેતો સૌ શેઠીઆરે,
કરોને કોઈ પરમારથનો ઉપાય મરીશું રંક વેઠીઆરે;

કહેશે રાત્રી ભેગા બેસી કર્યું ખુબ ગુલતાન,
પ્રભાતમાં ઓચીંતી સુણીએ મ્હોટી પોક ગુમરાન,
ભાઈની સુતાં બળે સમશાન. અરે આ૦

બાગ બગીચા ગાદી તકીએ ઉડાવો એશારામ,
ત્યાં પોપાંબાઈ રાજ્ય ન સમજો ન્યાયમંદીર છે ધામ.
પુન્ય પાપનું પુછે તમામ. અરે આ૦

કોપ કર્યો અન્ન દેવે રંક પર તે વીન હોયજ આમ,
મ્હેર કરો કોઈ અન્ન તણી તો કરગરી કરીએ સલામ,
અરે રે વીર બીડો કોઈ હામ. અરે આ૦

ઘણા પડ્યા હશે કાળ ભલે પણ આવી ન્હોતી મોંઘવાર
તાપીશંકરના આર્ય ભ્રાતાઓ રંકનો કરજો વીચાર,
બીચારાં અન્ન વીન મરશે ઠાર અરે આ૦

---

## ગાયન ૮ મું.

### વોય માળું આ લ્હાળા લઈ દહ શેરના રોટલા બાંધી કુવે પડવું કે હવાડે.

---

રાગ—શંકર વસે રે કૈલાસમાં.

સુણો પક્ષીનો પોકારરે, પક્ષી બેઠાં બધાં વીચારમાં,
બચ્યાં કરે ચીંચીકારરે કણુ વીન મુખ ફાડયું છે સવારમાં—એ ટેક.

કાંગ બાજના બાર વાગીઆરે તેતર કુટે છે પેટ,
મેના પોપટજી થરથરે ચારો ખુટયો સૌ ખેતરે. પક્ષી૦

મોર બપૈયા બીહામણારે નાંખે ટઉકા પર ટઉક,
વાંદરા ઝાડ પર જોઈ રહ્યા કરશું કયાં જઇને હુક રે. પક્ષી૦

હોલો હોલી બીચારા હડમડેરે, સમળી પ્હોંચી ગઇ ગગન;
કોયલના સાદ તો બેશી ગયા નથી કણ આખા વનરે. પક્ષી૦

ચકલો ચકલી ચરે ડાટમાંરે કરી બગલાએ ધુમ,
નદીયું ને નાળાં સુકાઈ ગયાં, અરેરે થશું બધાં ગુમરે, પક્ષી૦

કાબેર ને કુકડા કળકળેરે ખબુત્તર મુંઝાય,
ખીસકોલી ખરેડાટમાં ધડેડાટ ધુડ થાયરે. પક્ષી૦

કીડીબાઈ પેઠાં કોઠીએરે લેવા ચોખાનો કણ,
અરેરે આ તો આંટો પડયો, કુડાં પુર્વનાં આ રણરે. પક્ષી૦

કુવે કાંઠે સીમ ખેતરેરે જઇએ વાડીયુંની માંય,
ગલોલ લઈ હુડો હુડો કરે અબોલ જીવ પર ધાયરે. પક્ષી૦

પશુ પક્ષીને ત્રાસ અન્નનોરે કરો પંખીનો ઇલાજ.
સર્વ પ્રાણીનું દુઃખ ગાય છે તાપીશંકર મહારાજરે. પક્ષી૦

—❦—

## ગાયન ૯ મું.

---

અરે તારૂં જાય, પૈસા ત્હારીજ મોંકાણુ છકને જીુંડા.
રાગ—હાય માતા.

---

હાય પૈસા વોય પૈસા.
પૈસા અજબ તુ બલીહાર, હોય કંજુસ ત્યાં ભંડાર. હાય૦
પૈસા સઘળો ચલાવે સંસાર, પૈસા વીના વાંઢા ફરનાર. હાય૦
પૈસાવાળાને આજકાલ માન, હોય ગાંડો ઘેલો કે નાદાન. હાય૦
પૈસા વીના રંક છે હેરાન, હોય અક્કલ પણ ન લે ધ્યાન. હાય૦
પૈસા પેસાડે ઘરમાં નાર, હોય નાનો કે બુઢો તૈયાર. હાય૦
પૈસા પૈસા જ્યાં ને ત્યાં પૈસા, પૈસા હોય તો કહેવાય ભઇ શા. હોય૦

---

## ગાયન ૧૦ મું

---

( જુઓ મારો બેટ્ટો નવો પલીત જાગ્યો. )

---

રાગ—પ્યારી વાતો કરોને બસ પ્યારની.
આતે તાવ ગણાય કે ટુંટીયું, આખી સૃષ્ટિમાં ક્યાંથી વળગ્યું ભુતીયું;
હોય મનુષ્ય ભલે મજબુતીયું, હરતું ફરતું ડરતું બીચારૂં સુતીયું. આતે૦
ભ્રમમાં અહાર ચેન અકસ્માત જાગે, મારૂં બેટું આ દુઃખ જોઇ પગ ભાગે.
ઘેરા ઘેર ઘેર ગામો ગામ રૂઠીયું, વૈદ ડોક્તરની તીજોરી છુટીયું. આતે૦

સાજે સમાણો મનુષ્ય ભાળીએ હાલમાં,
ઘડી પછીની વાત સુણીએ બીજા તાલમાં;
રામ બોલો ભાઈ રામ કહી કુટીયું,
તાપીશંકર કહે જીવનું એ લુંટીયું. આતે૦

## ભજન ૧૧ મું.

### રાગ પનીયાં ભરત.

તારૂં મારૂં નકર પ્રાણી બ્હે દીન રહેવુંરે (૨) એ ટેક.
પીધો નહિ કદી હરી રસ પ્યાલો, વૃથા દીન ગુમાયો ઠાલો;
સંભારતાં શ્રીહરી વ્હાલો, બેસે નહિ પૈ દેવુંરે. તારૂં.

કર્યું ભેગું ભોગવવા સારૂ, એમાં શું ત્હારૂં વળનારૂં;
રહ્યો મુમત ત્યાં છે અંધારૂં, વારે વારે શું કહેવુંરે. તારૂં.

નામ ઉચરવા જગપતિ માટે, દેહ ધર્યો તેં કાલને સાટે;
રહીશ પાછાડી કળી સપાટે, સમજી લેવુંરે. તારૂં.

જવાર્યું આવશે તુજ આણું, પ્રભુ દરબારે જવાનું ટાણું;
જીવ્યો તે ન જીવ્યો જાણું, સ્વપ્ન જેવુંરે. તારૂં.

દરીયાના મોજાની ઝાળ્યું, તેની પેડે આ છે અજવાળું;
વેગે ધાજો પરમકૃપાળુ, દુઃખ ક્યાં સુધી સહેવુંરે. તારૂં.

દોહરો.

ભુલ ચુક અંદર હશે, નથી પીંગળ મુજ ગ્યાન;
એ ચોપડી ભણતર ભણ્યો, કુદરત દેછે સાન.
કવી મુને નહિ ધારશો, કવી તણો હું દાસ;
નથી ઉપાશક દેવનો, નમાલો હું છું ખાસ.

ॐ शान्ति ! शान्ति !! शान्ति !!! भवन्तु.



